  

તબ્લીગ નં. ૧૦

હલ તુજઝાન, ઇલ્લા બિમા કુન્તુમ તઅમલૂન,

અર્થ:—તમારા અમલો મુજબ તમને બદલો દેવામાં
આવશે (જેવું વાવે તેવું લણે) કુરઆને હકીમ

# "સમરે અઅમાલ"

અથવા

# "કર્તવ્યોનું ફળ"


જામેઅ અબ્દુર્રહીમ બોરસદી. મુદર્રિસે મદ્રસા.
કંથારીઆ, (તા ભરૂચ)


જનાબ ઉમરજી ઇસા (ગોગા) સા. તરફથી પોતાની અમ્મા સાહેબાના તથા વલી ઈસ્માઇલ (દુધારા) સા. તરફથી પોતાના ભાઈ આદમ સા. ના સવાબ માટે વકફ.


પ્રત ૧૦૦૦] રમઝાન ૧૩૬૩ [આવૃત્તી ૧લી

આ રીપોર્ટ શ્રી બોરસદ પ્રી. પ્રેસ બોરસદમાં પટેલ મનોહરભાઈ ફૂલાભાઈએ પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યો.

**અલ હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન, વસ્સલાતો વસ્સલામો અલારસુલેહી મહંમદિન વ આલેહી વસહબેહી અજમઈન,**

## મુસલમાનો ભાઇઓ અને બેનો !

કુરઆન અને હદીસથી સાફ ઝાહેર છે કે આફતો, બલાઓ, વબાઓ હુકમરાનોના ઝુલમો વિગેરેનું મૂળ કારણ ગુનાહો છે અલ્લાહ રસુલની નાફરમાની તેઓની નારાઝી અને ગઝબનું સબબ છે

જુઓ ઇબ્લીસને આસમાનો પરથી દુન્યામા ફેંકવામાં આવ્યો, નૂહ (અ)ની કોમ પાણીના તોફાનમાં ગરક થઇ. કોમે આદ વાવાઝોડામાં પછડાઇ પછાડીને હલાક થઇ સમુદની કોમ ચીખ (બૂમ) થી હલાક થઇ. લૂત (અ)ની કોમ પર પથ્થરો વરસ્યા શોએબ (અ)ની કોમ પર આગનો અઝાબ ઉતર્યો ફિરઓનની કોમ દરયામાં ગરક થઇ કારૂન જમીનમાં ધસી ગયો બની ઇસરાઇલ પર જબરદસ્ત કોમ ગાલિબ થઇ તેઓને બરબાદ કર્યા કેટલાક વાંદરા અને સુવ્વર બન્યા વગેરે આફતોનું કારણ ગુનાહો સિવાય બીજું કંઇજ નથી

## ગુનાહો. અને ના ફરમાનીથી કયા કયા નુકસાનો થાય છે ?

આફતો બલાઓ વબાઓ અને ગઝબ ઉતરે છે. ઇલ્મથી મહરૂમ રહે છે. રિઝક કમ થાય છે ખુદા અને દીનના કામોથી વહશત થાય છે. તેમ આદમીઓથી પણ વહેશત થાય છે ઘણા કામોમાં કામયાબીમાં મુશકેલીઓ પડે છે દિલમા અંધકાર પેદા થાય છે એટલે સુધી કે ચેહરો બેરોનક થાય છે. બદનમાં સુસ્તી, દિલોમાં બુગ્ઝ પેદા થાય છે. દિલ દિમાગ શરીર કમઝોર થાય છે. ફરમાબરદારીથી મહરૂમ રહે છે ઉમર ઘટે છે. બરકત ટલે છે. એક ગુનાહ બીજા ગુનાહોનો સબબ બને છે. તોબાનો ઇરાદો કમઝોર થઇ જાય છે. છેવટે બેનાણા મરી જાય છે. થોડા વખત પછી તે ગુનાહની બુરાઇ દિલમાંથી નીકળી જાય છે, બલ્કે ફખરથી લોકોમાં તે ગુનાહના કામો બયાન કરે છે ખુલ્લમ ખુલ્લા

ગુનાહ કરનારની માફીની ઉમ્મેદ નથી. દરેક ગુનાહો ખુદાના દુશ્મનો માંથી કોઇ એકની ઝરૂર મીરાસ છે જાણે તે ગુનેહગાર તે મલઉનોનો વારેસ છે. જેવી રીતે કે લોંડાબાઝી કોમેલુતની, તકબ્બુર ઘમંડ વિ. કોમે હુદની, કમ તોલવું માપવું કોમે શોએબની, બડાઇ અને ફસાદ ફિરઓનની મીરાસ છે. એવી રીતે દરેક ગુનાહો સમજી લીઓ. ખુદાના નઝદીક બેકદરા અને ઝલીલ થઇ જાય છે જેથી મઝલુકના નઝદીક પણ બેકદરો અને ખ્વાર થાય છે ગુનાહોની નહુસત બીજી મખલુકને પણ પહોંચે છે જેથી તે તેના પર લાનત કરે છે. અકલમા ફુતુર આવી જાય છે. રસુલુલ્લાહ (સ)ની લા'નત થાય છે. ફરિશ્તા ઓની દુઆથી મહરૂમ રહે છે તરેહ તરેહની ખરાબીઓ પેદા થાય છે ફળ, જમીન માલ અનાજ વિગેરેમાથી બરકત ઉઠી જાય છે હયા શરમ ગેરત ઉઠી જાય છે. ખુદાની મોટાઇ નથી રહેતી જેથી લોકોમા બેઆબરૂ થઇ જાય છે. નેઅમતો છીનવી લેવાય છે. વખાણ અને ઇઝઝત, બુઝર્ગીના લકબો ખુંચવી લેવામાં આવે છે અને તેના બદલે બુરાઇના લકબો મળે છે જેવી રીતે નમાઝી મુમીન, આબેદ, વલી, સાઇમ વિ. ના બદલે ફાસિક, ફાજીર, બખીલ, મુફસિદ, ઝાલિમ વિગેરે ના લકબો મળે છે. શેતાનોનો તે પર ગલબો થઇ જાય છે. દિલોના ઇત્મેનાન જતા રહે છે વરસાદ થતો નથી, પાક થતા નથી ગુનાહની જડ પડી જાય છે છેવટે કલમો પણ નીકળતા નથી, ખુદાની રહેમત થી ના ઉમેદી થઇ જાય છે જેથી તોબા કરતો નથી અને બે તોબા મરી જાય છે. અને કેટલાક ગુનાહોની સજા અને અઝાબનો અસર સાત પેઢી સુધી પહોંચે છે.

મઝકુર નુકસાનો દુન્યાના દેખીતા છે એ સિવાય ઘણા ઝાહેરી અને બાતેની નુકસાનો પણ થાય છે જે કુરઆન હદીસ અને દિલમા ગોર કરવાથી સમજી શકાય છે. અને આખેરતની સજાઓ મુસીબતો તો અલગ રહી જે ઇન્શા અલ્લાહ બયાન કરીશું. ખુદા પાક દરેક મુસલમાનને ગુનાહોથી બચવાની તોફીક આપે,—આમીન.

**નાઅત, ઇબાદત અને નેક અમલોથી દુન્યામાં શો ફાયદો થાય છે ?**

રોઝી વધે તરેહ તરેહની બરકતો થાય છે. દરેક જાતની તકલીફ પરેશાની દુર થાય છે મકસદોમાં આસાની થાય છે ઝિન્દગી મઝેહદાર થાય છે. વરસાદ થાય છે. માલ વધે છે ફળફુલ અનાજ વિગેરેમાં બરકત થાય છે. ખેરો બરકતો ઉતરે છે અને બલાઓ ટળે છે. ખુદા હામી અને મદદગાર રહે છે. સાચી ઇજ્જત નસીબ થાય છે; મરતબા બુલંદ થાય છે દિલોમા તેની મોહબ્બત પેદા થવી. પબ્લીકમાં મકબુલ થવું. કુરઆન મજીદનું તેના હકમાં શફાઅત કરવી, માલી નુકસાનનો બદલો થવું, માલ ખરચ કરવાની જગ્યાએ ખરચ કરવાથી માલ બહુ વધે છે દિલમાં ઇત્મેનાન અને રાહત પેદા થાય છે. અને ચેન મળે છે તાઅતની બરતથી તેની ઓલાદને પણ નફો પહોચે છે. ઝિન્દગીમાં ગેબી બશારતો નસીબ થાય છે. મરતી વખતે ફરિશ્તાઓ ખુશ ખબરી આપે છે. ગમ ફિકર ચિન્તા વિગેરે દુર થાય છે.

નમાઝ અને સબરથી હાજત રવાઇમાં મદદ મળે છે. નમાઝે ઈસ્તેખારાથી કામમાં સારો મશવરો મળે છે. ચાશ્તની ચાર રકાતો પઢવાથી ખુદા મોહેમ્માતની ઝિમ્મેદારી લે છે. વેપારના મામલામાં સાચું બોલવાથી માલમાં બરકત થાય છે અને જુટ બોલવાથી ધોકો દેવાથી દગો કરવાથી બરકત ઉડી જાય છે.

દીનદારીથી બાદશાહત કાયમ રહે છે. સદકો ખેરાત માલીતાઅતથી ખુદાનો ગુસ્સો દુર થઇ બલાઓ અટકે છે અને બુરી ખાતેમાથી બચે છે.

દુઆ કરવાથી બલા દુર થાય છે અને ઉમર વધે છે.

સુરએ યાસીન પઢયા કરવાથી તમામ કામ બની જાય છે. સુરએ વાકેઆ પઢયા કરવાથી ફાકા (ભૂખ–તંગી) રહેતી નથી.

ઈમાનની બરકતથી થોડા ખાણામાં પણ બરકત થાય છે. બાઝેક દુઆઓથી બીમારી લાગવાનો કે બલા પહોંચવાનો ડર રહેતો નથી. બાઝેક દુઆથી ફિકરો દુર થાય છે બાઝેક દુઆથી જાદુ વિગેરેથી મહફુઝ રહે છે.

એવી રીતે બીજા ઘણા ફાયદાઓ દુન્યામાં થાય છે અને આખેરતમાં પણ થશે. ખુદા પાક સર્વેને નેક અમલોની તોફીક આપે આમીન

ઇબ્ને માજામાં અબ્દુલ્લાહ બિન ઉમર (રદી) રસુલુલ્લાહ (સ) થી રિવાયત કરે છે કે, હમો દસ આદમી હુઝુર(સ) ની ખિદમતમાં હાજર હતા આપ (સ) ફરમાવા લાગ્યા કે, પાંચ ચીઝોથી હું ખુદાની પનાહ ચાહું છું કે તમો તેને પાવો, જ્યારે કોઈ કોમમાં બેહયાઈના કામો ખુલ્લે છોગે થવા લાગે તો તેઓ તાઉન (પ્લેગ)માં મુબ્તલા થશે. અને એવી એવી બીમારીઓમાં ફંસાસે કે તેઓના વડીલોના વખતમાં કદી થઈઓ નથી. અને જ્યારે લોકો માપ તોલમા કમી કરશે તો કહેત (દુકાળ) તંગી અને હાકેમોના ઝુલમોમાં મુબ્તલા થશે અને ઝકાત દેવી બંદ કરશે તો બારાને રહેમત (વરસાદ) બંદ કરવામાં આવશે. અગર જો હેવાનો ચોપગા વિગેરે ન હોત તો કદી તેઓ પર વરસાદ હોતે નહી, અને અહદ શિકની, કરાર ભંગ કરશો તો તેઓ ઉપર તેઓના બીજી કોમના દુશ્મનો મુસલ્લત કરવામાં આવશે. તો તેઓ બળજબરે તેઓના માલ મિલકતો લઈ લેશે.

ઇબ્ને અબીદુન્યામાં એક શખ્સે બીબી આએશા (રદી) થી રિવાયત કીધી છે કે મેં તેવણુને ધર્તીકંપનું કારણ પુછ્યુ તો આપ (રદી) ફરમાવ્યું કે જ્યારે લોકો ઝિના, હરામખોરીને જાએઝ કામ જેવું સમજી કરવા લાગે છે અને દારૂ પીવા લાગે છે અને વાજા ગાજા બજાવે છે તો ખુદાપાકને ગેરત આવે છે (ગુસ્સો ચડે છે) જેથી જમીનને હુકમ કરે છે કે તેઓને હલાવી નાખ તો ઝલઝલો થઈ લોકો હલાક થાય છે

તેમ રસુલુલ્લાહ (સ) ફરમાવે છે કે, જ્યારે (ગુનાહોના કારણે) ખુદા બંદાઓથી બદલો લેવા ચાહે છે તો તેઓમાં બચ્ચાંઓની મોત વધુ થાય છે ઓરતો વાંઝ બની જાય છે.

માલિક બિન દીનારે (રહ) હિકમતની કિતાબોથી નકલ કર્યું છે કે અલ્લાહ પાક ફરમાવે છે કે હું અલ્લાહ છું. બાદશાહોનો માલિક છું, તેઓના દિલ મારા કબજામાં છે. તો જ્યારે લોકો મારી તાબેદારી કરે છે તો તે બાદશાહોને તેઓ પર મહેરબાન કરી દઉં છું અને જો મારી નાફરમાની કરે છે તો તેઓને તે લોકો પર અઝાબ રૂપે મુકરેર કરી આપું છું તો પછી તમો તે બાદશાહોને બુરૂં ન કહો બલ્કે મારી તરફ રજુ કરો (આવો) હું તેઓને તમારા પર મહેરબાન કરી દઈશ.

ઈમામ અહમદ (રહ) ઇબ્ને વહબથી નકલ કરે છે કે, અલ્લાહ તઆલાએ બની ઇસરાઇલથી ફરમાવ્યું કે, જ્યારે મારી ફરમા બરદારી કરવામાં આવે છે તો હું રાઝી થાઉં છું અને જ્યારે રાઝી થાઉં છું તો બરકત કરૂં છું અને મારી બરકતની કંઈ હદ નથી. અને જ્યારે મારી તાબેદારી થતી નથી (ના ફરમાની થાય છે) તો હું ગઝબનાક થાઉં છું, લાનત કરૂં છું અને મારી લાનતનો અસર સાત પેઢી સુધી રહે છે.

બાઝેક અમલોના અસરો બરઝખમા છે જેનાથી તે અમલોની સુરતે મિસાલીયા ઝાહેર થઇ જશે કેટલાક અમલોની આલમે બરઝખમાં સુરત ઝાહેર થશે ઈમામ બુખારી (રહ) એ સમોરા બિન જુનદુબ સહાબી (રદી) થી રિવાયત નકલ કીધી છે કે હુઝુર (સ) ઘણા વખત સહાબાથી ફરમાવ્યા કરતા હતા કે તમોએ રાત્રે કોઇ ખ્વાબ (સ્વપ્નું) તો નથી જોયું ? તો અગર કોઈ શખ્સ ખ્વાબ બયાન કરતે તો આપ(સ) તેની તા'બીર (મતલબ) બયાન ફરમાવતા એ દસ્તુર મુજબ એક દીવસે આપે (સ) ફરમાવ્યુ કે આજે મેં ખ્વાબ જોયું કે, મારી પાસે બે જણ આવ્યા અને મને જગાવીને કહયું કે ચાલો (તો) હું તેઓની સાથે ચાલ્યો આગળ ચાલતા એક શખ્સ પર પસાર થયા જે તે સુતેલો છે અને બીજો શખ્સ તેની પાસે એક ભારી પત્થર લઇ ઉભો છે અને તે તેના માથા પર એટલા જોરથી મારે છે કે જેથી તેના માથાના ચુરેચુરા થઇ જાય છે અને પત્થર ગબળીને દુર જઇ પડે છે પેલો મારનાર શખ્સ પત્થર લેવા જાય છે એટલામાં તો તેનું માથું પાછું સારૂ થઇ જાય છે જેવી રીતે પહેલાં હતું તો તે શખ્સ ફરી તેજ પ્રમાણે તેના માથા પર પત્થર માર્યા કરે છે, તો મેં (આપે) તે બંને શખ્સોને પુછયું કે સુબ્હાનલ્લાહ ! આ બંનેઉ જણ કોણ છે ? તો તેઓએ કહયું કે આગળ ચાલો. તો હમો આગળ ચાલ્યા તો જોયું કે એક માણસ ચત્તો સુતેલો છે અને એક જણ તેની પાસે લોખંડની ઝબુર (ચીરવાનો હથયાર) લઇ ઉભો છે અને તે સુતેલા માણસના મોઢા તરફથી તેના જબળા નાક આંખ બોચી સુધી ચીરતો ચાલ્યો જાય છે ફરી બીજી તરફને મોઢા નાક આંખ બોચી સુધી ચીરે છે કે પહેલી વાર ચીરેલું સારૂં થઇ

જાય છે. એજ પ્રમાણે અઝાબ કર્યા કરે છે તો મેં અચંબાથી પુછયું કે એ બંનેઉ જણ કોણ છે ? તો તેઓએ જવાબ દીધો કે ચાલો ચાલો ! પછી હમોં આગળ ચાલ્યા તો એક તંદુર (આગની ભઠ્ઠી) પર પસાર થયા તો તેમાં ઘણો શોર બકોર થઈ રહયો હતો તો હમોએ તેમાં નમીને ઝાંકી જોયું તો તમાં ઘણા મરદ ઓરતો નાંગાં છે અને તેમના નીચેથી એક ભડકો ઉઠે છે કે તેના જોરથી તે બધાં ઉપર આવે છે. મેં પુછયું કે એ કોણ લોકો છે ? તો તેઓએ કહયું કે ચાલો ચાલો ! પછી હમો આગળ ચાલ્યા તો એક નહેર પર પંહોંચ્યા જે લોહીના તરેહ લાલ હતી. અને તે નહેરમાં એક શખ્સ તરી રહયો છે. અને નહેરના કિનારા પર એક બીજો શખ્સ ઘણા પત્થરો લઈ ઉભો છે. જ્યારે તે શખ્સ તરતો તરતો કિનારા તરફ આવે છે તો તે ઉભેલો શખ્સ તેને એટલા જોરથી તેના મોઢા પર પત્થર મારે છે કે તે પાછો અસલ જગ્યાએ ચાલ્યો જાય છે ફરી જ્યારે કિનારા પર આવવા ચાહે છે તો ફરી પત્થર મારે છે એજ મુજબ અઝાબ થઇ રહયો છે તો મેં તેઓને પુછયું કે આ બંનેઉ જણા કોણ છે ? તો તેઓએ જવાબ દીધો કે ચાલો ચાલો ! તો હમો આગળ ચાલ્યા તો એવા બદશિકલ માણસને જોયો કે તેના જેવો બદસુરત કદી જોયો ન હતો તેના આગળ આગ છે અને તે તેની ચોતરફ ફરી રહયો છે મેં પુછયું કે આ કોણ છે ? તો તેઓએ કહયું કે ચાલો ચાલો ! ફરી હમો આગળ ચાલ્યા તો એક ગંજાન બાગમાં પહોંચ્યા જેમાં દરેક જાતના ફળફૂલ હતા અને તે બાગમાં એક એટલા લાંબા કદના ઇન્સાન બેઠેલા જોયા કે તેમનું માથું ઉંચાઇના કારણે દેખાતું ન હતું અને તેમની આસપાસ ઘણા બચ્ચાંઓ ભેગા થએલા છે તો મેં પુછયું કે આ બાગ કેવો છે અને આ લોકો કોણ છે ? તો તેઓએ કહયું કે ચાલો ચાલો ! પછી હમો એક એવા અઝીમુશ્શાન અને ખુબસુરત ઝાડ પર પહોંચ્યા કે એથી પહેલા કદી ન જોયો હતો. તો પેલા બે શખ્સોએ મને કહયું કે એ ઝાડ પર ચઢો તો હમો ઝાડ પર ચઢયા તો એક શહેર જોયુ જેની ચણતર એક ઈંટ સોનાની અને એક ઈંટ ચાંદીની હતી. હમો શહેરના દરવાજા પર ગયા અને દરવાજો ખોલ્યો તો

અંદર ગયા તો કેટલાક આદમીઓ મળ્યા જેઓનો અડધો અંગ ઘણોજ ખુબસુરત અને બીજો અડધો અંગ ઘણોજ બદસુરત હતો. પછી પેલા બેઉ જણાએ તે લોકોને કહયું કે જાઓ પેલી નહેરમાં કુદી પડો. તે નહેર ઘણી પહોળી અને તેનું પાણી દુધ જેવું સુફેદ હતું. (તો) તે લોકો તેમાં જઇ કુદી પડયા જ્યારે તે પાછા હમારી પાસે આવ્યા તો તેઓની તે બદસુરતી દુર થઈ ખુબસુરત બની ગયા ફરી મને કહેવામા આવ્યું કે આ "જન્નતે અદન" છે અને જુઓ આ તમારૂં ઘર રહયું મેં જો આંખ ઉંચકી તો એક મહેલ નઝર પડયું સુફેદ વાદળ જેવું. તો તેઓ કહેવા લાગ્યા એજ તમારૂં ઘર છે. (તો) મેં તેઓને કહયું કે ખુદા તમારૂં ભલું કરે મને છોડી દીઓ કે હું તેના અંદર જાઉં. તો તેઓએ કહયું કે હમણાં નહી ફરી જશો. ફરી મેં તેઓને કહયું કે આજે રાતભર ઘણા અજીબ તમાશા જોયા આખર આ શું બીના, ચીઝો છે ? તો બોલ્યા કે હમો હમણા બતલાવીએ છીએ. (સાંભળો) જે શખ્સનું માથું પત્થરથી ફાટતું દેખાયું તે એવો આદમી છે જેણે કુરઆન શરીફ પઢીને તેને છોડી દઇ ફરઝ નમાઝથી ગાફિલ થઈ સુઈ રહેતો હતો. અને જે માણસના ગાલ નાક આંખ બોચા સુધી ચીરાતા હતા તે તે શખ્સ છે જે જુટી વાતો કહી દુર દુર ફેલાવતો હતો. અને તંદુરમાં નાગાં મરદ ઓરતો જોયા તે ઝિના (હરામખોરી) કરનાર લોકો છે. અને લોહીની નહેરમાં તરનાર અને તેના મોઢા પર પત્થર મારવામાં આવતા હતા તે શખ્સ વ્યાજખોર છે. (નાણા વિગેરે કરજ દીધેલી વસ્તુના અવેજમાં કે તેના દબાણથી અસલ નાણા સિવાય જે પણ લાભ ઉઠાવામાં આવે તે વ્યાજ છે જેવી રીતે ઘર કે જમીન ગીરો લઇ તેને વાપરી તેનાથી નફો ઉઠાવે અથવા અસલ રકમથી વધુ પૈસા વગેરે લીએ તે વ્યાજ છે) અને જે બદસુરત આદમી આગ જલાવી તેના ચોતરફ ફરે છે તે દોઝખનો ચોકીદાર છે અને તે બાગમાં લાંબા કદના ઇન્સાન છે તે હઝરત ઇબ્રાહીમ (અ) છે અને તે બચ્ચાઓ તે છે જેઓને ફિતરત પર મોત આવી છે. અને જે અડધો અંગ ખુબસુરત અને અડધો બદસુરત છે તે તે લોકો છે જેઓએ કેટલાક નેકીના કામો કર્યા અને કેટલાક બદીના કામો કર્યા છે ખુદાએ તેઓને માફ કર્યા. વિગેરે

જે માલની ઝકાત દેવામાં આવશે નહીં તો તે માલ સાંપની શિકલ બની તેના ગલામાં તોક (હાર) જેવું લટકાવામાં આવશે.

બદઅહદી (કોલ-કરાર ભંગ કે વાયદા ખેલાફી) ઝંડાની શિકલ ધારણ કરી રૂસવાઈનો કારણ બનશે.

જે ચીઝની ચોરી કે તેમાં ખેયાનત કીધી હશે તે ચીજ તેના માટે અઝાબનો હથયાર બનશે.

(દાખલા તરીકે સમજો કે કોઈએ જોડા ચોર્યા હશે તો તે જોડા આગના જોડા બની તેનાથી અઝાબ થશે એ પ્રમાણે બીજી ચીઝોને સમજો.)

ગીબત કરવું (ભુંડું બોલવું) મુરદા ભાઈનું ગોશ્ત ખાવાનું રૂપ ધારણ કરશે.

તેમ દરેક બુરી ખસલતોને એક જાનવર સાથે ખુસુસયત છે. જે ઈન્સાનમાં તે બુરી ખસલત ગાલિબ થઈ જાય છે "આલમે મિસાલમાં" તે ઈન્સાનની તે જાનવર જેવી શિકલ થઈ જશે. આગલી ઉમ્મતોમાં તે શિકલ આ દુન્યામાંજ જાહેર થઈ જતી હતી મગર આ ઉમ્મતે મહંમદયાને ખુદાપાકે આ દુન્યામાં રૂસ્વા થવાથી બચાવી લીધા પણ તે આલમમાં તે શકલ થઈ જાય છે

હ. સુફયાન (રહી) ફરમાવે છે કે, કેટલાક લોકો દરિન્દા (ફાડખારા જાનવરો)ના અખલાક પર હોય છે જેવી રીતે ગુસ્સો, ઝુલમ, વગેરે અખલાક વાળા વાઘ, વરૂ, કુતરા, સુવ્વરની શિકલમાં હશે બઅઝેક બનાવ સંગાર કરી મોર જેવા બને છે બાઝેક બેવકુફ બેઅકલા બને છે જેમકે ગધેડા. બાઝેક મરઘી જેમ ખુદ પરવર તો બાઝેક ઉંટ જેવા કીનાવર (દિલમાં દુશ્મની છુપાવનાર) બાઝેક માખો જેમ તો બાઝેક લોમડી જેવા.

ઇમામ સઅલબી "ફ્તાતુન, અફ્વાજા" (ટોળે ટોળા આવશો)ની તફસીરમાં ફરમાવે છે કે, કયામતમાં લોકો જુદી જુદી સુરતોમાં ઉઠશે જે જાનવરની આદતો તબીઅત પર ગાલિબ હશે તેજ જાનવરની શકલ બની જશે.

મૌલાના રૂમ ફરમાવે છે કે, અહીંની નમાઝનો રૂકુ સિજદો જન્નતની શિકલ થશે. ખુદાની હમ્દ કરનાર ઝબાન જન્નતનો પરિન્દો

બનશે ઝકાત, માલીસોગ, જન્નતી ખજુર અને ફળફુલ બનશે. ખુદાના ખોફથી આંખોનું રડવું તે પાણી જન્નતની નહેર બનશે. મહેરબાની, મહુબ્બત, દયા જન્નતમાં દુધની નહેર થશે. ઇબાદતનો શોક ઉત્સાહ મધની નહેર બનશે. ઝુલમથી દિલપર ઘા તે થોરયા, ફાફળાનો ઝાડ બનશે. ગુસ્સો દોઝખની આગ થશે. તારી દિલ રંજીદા કરનાર વાતો સાંપ વીછીં સમાન થશે.

સુબ્હાનલ્લાહે વલહમ્દો લિલ્લાહે વ લાઇલાહ, ઇલ્લલ્લાહો વલ્લાહો અકબર. ની સુરતે મિસાલી ઝાડની છે.

સુરએ બકરા અને આલે ઇમરાનની સુરતે મિસાલી પરિન્દાના ટોળા કે વાદળાની ટુકડી સમાન છે

કુલ હુવલ્લાહની સુરતની મિસાલ મહેલ છે

અમલેબ્જરી (પાબંદીથી અમલ કર્યા કરવા)ની મિસાલ ઝ ા જેવી છે.

દીનની સુરતે મિસાલી લિબાસ છે

ઇલ્મની મિસાલ દુધ છે. નમાઝની મિસાલ નૂર છે. સિરાતે મુસ્તકીમની સુરત પુલસિરાત છે.

ગુનાહો કરવાથી એક બહુજ મોટો નુકસાન આ છે કે તેના પર અલ્લાહ અને રસુલની લા'નત થાય છે કુફ્ર શિર્ક, બિદઅતન ા કામો કરનાર પર, જુટ બોલનાર પર, છુંદણા પાડનાર ઓરતો પ... બીજાના વાળો પોતાના વાળો સાથે જોડી લાંબા કરનાર ઓરતો પ વ્યાજ લેનાર, વ્યાજ દેનાર, અને તેના સંબંધી દરેક જાતની મદ.. કરનાર પર, હલાલો કરનાર અને હલાલો કરનાર પર, (એટલે આ તને તલાક દીધા બાદ પાછી તેને નિકાહમાં લેવા માટે બીજા સ ... નિકાહ કરી દીએ અને તેમાં એ શરત કરે કે હમબિસ્તરી કર્યા બ : તેણીને તલાક આપી દે) શરાબી પર, દારૂ પીવાડનાર અને ... સંબંધી દરેક જાતના કામ અને મદદ કરનાર પર, માબાપને ... કહેનાર પર, જાનદાર ચીઝને ગોળી કે ભાલા તીરનો નિશાનો બન નાર પર, તે ઓરતો પર જે મરદોની મુશાબેહત કરે તે મરદ ... ઓરતોની મુશાબેહત કરે જેમકે ઓરતો જેવો લિબાસ જણુસા પ ...

પહેરે, ખુદા સિવાય બીજા નામપર જાનવર ઝુબ્હ કરનાર પર, બિદ-અતી અને તેને આસરો દેનાર પર, તસ્વીર જાનદાર ચીઝનો ફોટુ, કે રમકડાં બનાવનાર પર, લોંડાબાઝી કરનાર પર, જાનવરો સાથે હરામખોરી કરનાર પર, જાનવરોના ચહેરા પર ડામ દેનાર પર, મુસલમાનને ઇજા, દુખ દેનાર પર, ધોકા દેનાર પર, કબરો પર જનાર ઓરતો પર, કબરોને સિજદા કરનાર પર, કબરો પર ચિરાગ મુકનાર પર, તે શખ્સ પર જે કોઇ ઓરતને તેના ધણીથી અથવા કોઈ ગુલામ, નોકરને તેના માલિક કે શેઠથી બેહકાવી ઉશકેરણી કરનાર પર, ઓરતના પાછલા ભાગમાં સોહબત કરનાર પર, ધણીથી નારાજ થઈ તેના બિસ્તરાથી અલગ સુનાર ઓરત પર, અસલ ખાન દાન છુપાવી બીજા સાથે નસબ જોડનાર પર (જેવી રીતે સયદ ન હોય અને સયદ બાપદાદા બતાવે) મુસલમાન ભાઈ તરફ ધાર કે અણીવાળી લોખંડની ચીઝથી ઇશારો કરનાર પર, સહાબાને બુરૂં કહેનાર પર, જમીનમાં ફિત્નો ફસાદ ફેલાવનાર પર, સગાંઓમાં કુસંપ નાખનાર પર, અલ્લાહ અથવા રસુલને ઇજા દેનાર પર, ખુદા ના હુકમો છુપાવનાર પર, પરહેઝગાર ઓરતો પર ઝિનાની તોહમત મુકનાર પર, કાફરોને મુસલમાન કરતાં ઠીક રસ્તા પર છે એવું બતાવનાર પર, લાંચ લેનાર અને દેનાર અને વચમાં પડનાર પર, વિગેરે વિગેરે. બધા પર લાનત થાય છે.

**ખાસ ખાસ આફતો, વબાઓના સબબો. (ગુનાહો)નું બયાન**

મઅજમે તબરાનીમાં હ. ઇબ્ને અબ્બાસ અને ઇબ્ને માજામાં હ. ઇબ્ને ઉમર, અને ઇબ્ને અબિ દુન્યામાં અમ્માર બિન યાસિર (રદી) થી અને ઇમામ અહમદે (રહ) અમ્રબિન આસથી રિવાયતો કીધી છે.

તાઉન (પ્લેગ) હેઝા (કોલેરા) અને એવી એવી બીમારીઓ જે આગલા જમાનામાં થઇ ન હતી એનું કારણ બેહયાઈ, બે શરમી, ફોહશ વાતો, ઝિનાખોરી, હરામખોરીનું વધી પડવું અને ખુલ્લમ ખુલ્લા થવું છે. અને વ્યાજખોરીનું વધુ પ્રમાણમાં થવું.

દુકાળ (કેહત) અને વરસાદની કમીનું સબબ: ઓછું માપવું તોલવું અને ઝકાત ન દેવી, અને ઝિનાકારી છે.

સખ્ત તકલીફો અને ઝાલિમ હાકેમોના ઝુલમોનું કારણ માપ; તોલમાં ઓછું કરવું, અને લાંચ લેવા દેવાની કસરત થવી છે.

બીજી કોમોમાંથી દુશ્મનોનું ગાલિબ રહેવું અને તેઓનું જબર દસ્તી આપણા માલમિલકતો લઇ જવાનું કારણ અહદશિકની, કોલ કરાર ભંગ કરવું અને વાએદા ખેલાફી કરવું છે અને ખુનરેઝી છે.

બચ્ચાંઓની મોત સીતળા, ઓરી વિગેરેની બીમારીઓમાં થવી, અને ઓરતોનું (કસરતથી) વાંઝ થઈ જવાનું સબબ મુતલક ગુનાહ છે.

જુનુન (ગાડપણ)ની બીમારીના વધી પડવાના કારણ વ્યાજ-ખોરીનું વધવું છે.

ગેર કોમોનું રોબ અને ડર બેસી જવાનું કારણ લાંચ લેવા દેવાનો રિવાજ પડી જવું છે.

ખુનરેઝીનું સબબ આગેવાનો સરદારોનું અહકામે ખુદાવંદી માફક ફેસલો કરવું છોડી દેવું છે.

ઝલઝલા, ધર્તીકંપનું કારણ ઝિનાખોરી, દારૂ પીવુ અને વાજા ગાજાની કસરત છે.

રસુલુલ્લાહ (સ)ના ઝમાનામાં એક વખત ધર્તીકંપ થયું તો તેના ઇલાજ માટે ઉમ્મતને ફરમાવ્યું કે ગુનાહનું કારણ છે માટે તમારો પરવર દિગાર તોબા ચાહે છે

એક મોતબર જગ્યાએ જોયું છે કે અલ્લાહ તઆલાએ જમીન ના અંદર રગો રાખેલી છે જેને તનાબ કહી શકાય છે જ્યારે બંદા-ઓના ગુનાહો બહુ થઇ જાય છે તો ખુદા ફરિશ્તાને હુકમ આપે છે કે ફલાણી રગ (તનાબ) ખેંચી લે. જેથી ધર્તીકંપ થાય છે.

આગલી ઉમ્મતોમાં પણ ઝલઝલો આવ્યો છે. જેવી રીતે કોમે સમુદમાં, અહલે મધ્યનમાં, કોમે લૂતમાં, બની ઇસરાઇલમાં જેઓએ કોહે તુર પર જઈ બે અદબીઓ કીધી હતી, કારૂનને પણ ઝલઝલાથી ધંસાવામાં આવ્યો છે.

ધર્તીકંપનું વધુ થઇ જવું એ કયામતની નિશાનીઓમાંથી છે. જ્યારે ઇસ્લામી ખિલાફત શામના મુલ્કમાં આવી જાય. અમાનતને લોકો લુટનું માલ સમજવા લાગે, ઝકાતને દંડ સમજવામાં આવે,

દુન્યા માટે ઇલમ સીખવામાં આવે, લોકો માનું કહેવું ન માને બલકે, બીવીનું કહેવું માને, બાપ સાથે તઅલ્લુક નહીં રાખતાં દોસ્તો સાથે સંબંધ વધારે, મસજીદોમાં બેહુદા વાતો કરવામાં આવે, ફાસિક ફાજીરોને સરદારી અને હુકુમત મળી જાય, ગાવા બજાવાનું ખૂબ રિવાજ થાય, દારૂઓ ખૂબ પીવામાં આવે, આગલા બુઝુર્ગોને બુરૂ બકવામાં આવે, તો તે વખતે આ આફતો લાલ રંગની આંધી, વાવાઝોડું, ઝલઝલા, ઝમીનમાં ધંસી જવું. અને મોટી મોટી હેબત નાક વાતોની, ઇન્તેજારી કરો (તિરમીઝી)

હઝરત ઉમર ઇબ્ને અબ્દુલ અઝીઝે (રદી) પોતાની કલમરૂના મુસલમાનોને કાગળ લખ્યો હતો (ઝલઝલા વખતે) કે ફલાણી તારીખે તમામ શહેરના મુસલમાનો મેદાનમાં નીકળો અને ખેરાત કરો અને આ દુઆઓ પણ કરો.

રબ્બના ઝલમના અનફુસના વ ઇલ્લમ તગફિર લના વ તરહમ્ના લ ન કુનન્ન, મિનલ ખાસેરીન, અને વઇલ્લા તગફિરલી વ તરહમ્ની અકુમ મિનલ ખાસેરીન, અને લાઇલાહ ઇલ્લા અન્ત, સુબ્હાનક, ઇન્ની કુન્તો મિનઝ ઝાલેમીન.

દુરે મુખ્તારની ઇબારતનો ખુલાસો આ છે કે જ્યારે બીઆમણા બનાવો પેશ આવે તો પોતાના ઘરોમાં અથવા મસજીદોમાં એકલા એકલા (વગર જમાઅતે) નફલ નમાઝો પઢે (મકરૂહ વખત સિવાય) જેમકે ચાંદગ્રહણ, ભારે આંધી વાવાઝોડું. અથવા દીવસે બહુજ અંધારૂં હોય, યા રાત્રે બહુજ રોશની હોય, અથવા ધર્તીકંપ હોય, યા કળક વીજ હોય, અથવા બરફ કે કરાં કે વરસાદ હદથી વધુ હોય અથવા બીમારીઓ ફેલાઇ જાય જેમાં પ્લેગ કોલેરો પણ દાખલ છે.

અને સુરજગ્રહણ અને વરસાદ માંગવાની નમાઝમાં બે રકાત જમાઅત સાથેનો હુકમ છે.

તેમ અમલો અને દુઆનું કબુલ ન થવાનું કારણ અમ્રબિલ મારૂફ અને નહી અનિલ મુન્કર છોડી દેવું છે. એટલે દરેક મુસલમાન પર ઝરૂરી છે કે જ્યારે કોઇને કોઇ ગુનોહ કરતા જુએ તો હાથથી રોકે પછી જબાનથી રોકે છેવટે દિલથી બુરૂં સમજે એ

મો છેલ્લ       જો છે માટે દરેકને નેકીના હુકમ  કરવો અને ભુ .ઇના કામોથી રોકવું ઝરૂરી છે. પણ જ્યારે લોકો નેકીના હુકમ કરવા અને બદીથી રોકવાને છોડી દેશે તો અમલો અને દુઆઓ કબુલ નહીં થાય.

તેમ મુસ્લિમ શ. માં છે કે એક રાત એવી છે કે તેમાં આફતો વબાઓ ઉતરે છે માટે વાંસણોને ઢાંકીલીઆ કરો. ઢાંકવાનું કંઈ ન હોય તો ફકત બિસ્મિલ્લાહ પઢી લાકડીજ મુકી દો અગર જો વાસણ ખુલ્લું રહી જશે તો તે વબા તેમાં દાખલ થઇ જશે.

આ રિસાલામાં મૌલાના થાનવી (રહ)ના જઝાઉલ આમાલ, ઈલાજુલ કેહતે વલ વબા, ઝલઝલા વિગેરે તેમ બીજી હદીસની કિતાબોથી નકલ કર્યું છે. જેમાં બુખારી શ. મુસ્લીમ શ અબુદાવુદ, ઇબ્નેમાજા, તબરાની, ઈબ્ને અબિદ દુન્યા, દુરરે મુખ્તાર વિગેરે માતબર કિતાબોના હવાલાથી નકલ કીધું છે.

મજકુર હદીસોથી દુકાળ, પ્લેગ કોલેરા, ઝલઝલા વિગેરે આફતોના આ કારણો માલમ થયા, બેહયાઇ બેશરમી, ફોહશ વાતો અને કામોની કસરત, ઝિના, ઓછું માપવું તોલવું, કોઇ પણ જાતના ગુનાહો, વ્યાજ લાંચની લેવડ દેવડ, .વાસણોનું ખુલ્લું રાખવું, આગેવાનોનો અન્યાય, નેકીના હુકમ અને બદીથી રોકવાને છોડી દેવું, શરાબ વાજાગાજાની કસરત, વિગેરે વિગેરે.

મજકુર મુસીબતોથી બચવાની તદબીર આ છે કે, તોબા કરે, અને તોબામાં ઉપર લખેલી કુરઆનની દુઆઓ ઠ. નફલો પઢવું દુઆ કરવી, સદકા ખેરાત કરવું, અગર દિલ ચાહે તો મેદાનમાં જઈ આજેઝી કરવી રડવું, ગુનાહો છોડવું, નેકી કરવી, ભલાઈનો હુકમ કરવો, બુરાઇથી બચવું અને બચાવવુ, વિગેરે.

આજે આમ પબ્લીકમાં રિવાજ છે કે મુસીબતો, આફતો વખતે અઝાન દેવા લાગે છે એનું શરીઅતથી કંઇ સુબુત નથી.

કુફ્ર, શિર્ક અને તે સાથે સંબંધ ધરાવતી વાતો, કામોનું બયાન.

કુફ્રને અને કુફ્રની વાતોને પસંદ કરવુ

બીજા પાસે કુફ્ર કરાવવું, પોતાના ઈમાન પ ાવવું કે મુસલમાન હોતે તે ફલાણી વાત હાસિલ થતે, અચ્ચા વિગેરેની ...ા પર એવી વાતો કહેવી કે ખુદાને એનેજ મારવાનું મળ્યું, ખુદા ઝાલિમ છે. વિગેરે, ખુદા અને રસુલના હુકમને બુરૂં સમજવું, તેમાં એબ કાઢવું, કોઇ નબી અથવા ફરિશ્તાની બેઈજ્જતી કરવી, ખુદા સિવાય કોઇપણ મખલુક સાથે એવો અકીદો રાખવો કે તેઓને હમારી દરેક વાતોની ખબર ઝરૂર રહે છે નજુમી જોશી, બ્રાહ્મણ પંડીત અથવા શેતાની અસર વાલાને ગેબની વાતો (છુપી વાતો) પુછવી, ફાલજોવી દેખાડવી, તને સાચું સમજવું, કોઇને નફા નુકસાનનો મુખ્તાર સમજવું, કોઈથી મુરાદો માંગવી, કોઇના નામનો રોઝો રાખવો, કોઇને સિજદો કરવો, કોઇના નામનો જાનવર છુટો મુકવો, કોઇના નામની માનતા માનવી, કોઇ કબર કે ઘરનું કાબા જેવો તવાફ કરવો કે તેની કાબા જેવી તાઝીમ કરવી, ખુદા રસુલના હુકમના મુકાબલામાં બીજાના હુકમને ઝરૂરી સમજવું, બચ્ચાં જીવવા માટે તેની નાલને પુજવું, કોઇના નામ પર બચ્ચાંની નાક કાન છીદવી, બચ્ચાંને બાલીબુલાક પહેરાવવી, કોઇના નામના બાજુપર પૈસો બાંધવો, ગલામાં નાળો નાખવો, હાથમાં કળા કે પગોમાં બેળી પહેરાવવી, સહેરો બાંધવું, ફકીર બનાવવું, એવા નામો રાખવા જેના એવા માયના થાય કે ખુદા સિવાય બીજાનો બખશેલો છે જેમકે અલીબખ્શ, હુસેનબખ્શ, બન્દેઅલી, વિગેરે, દુન્યાના કારોબારનો તારા કે નખેતર સાથે સંબધ સમજવો, અપશુકન લેવું, કોઈ દીવસને મનહુસ સમજવું, કોઇનું નામ જપવું, એમ કહેવું કે ખુદા અને રસુલ અગર ચાહશે તો એમ થશે ખુદા સિવાય બીજી કાંઇ પણ ચીઝની કસમ ખાવી, તસ્વીર જીવવાલી ચીઝનો ફોટુ છબી વિ. રાખવી. તસ્વીરની ઈજ્જત કરવી, વિગેરે.

## બિદઅતો અને બુરી રસમોનું બયાન

જે વાતોનો શરીઅતમાં કંઈ સબુત ન હોય અને તેને લોકો નેકી સમજી કરે તે બિદઅત છે તેનો મોટો ગુનાહ છે જેમ કે કબરો પર ધામધુમથી મેળો ભરવો, ચિરાગ જલાવવું, કબર પર આગ કે

પર ગલેફ ચાદરો
બુઝુર્ગોને રાજી કરવા હદ ઉપરાંત
તાઝીમ [illegible] [illegible] નમવું, કબરો તરફ નમાઝ પઢવી, કબરો વિ. પર ચઢાવો ચઢાવવો નારીએલ, વિગેરે. ખાવાની વસ્તુઓ વિગેરે ચઢાવવી, શાદી, ગમી, ખત્ના, બિસ્મિલ્લાહ વિગેરેમાં શરીઅત વિરૂદ્ધ રિવાજો કરવા, નાચ ગાયન કરાવવું, તેને જોવું તેમાં ઇનામ કે વહેવાર દેવું, જાઇઝ ધંધાને બુરૂં સમજવું, હિન્દુઓના તહેવારો અને મેળાઓમાં ભાગ લેવું. સોના ચાંદીના વાસણો ચીજો વાપરવી, મરદોને લાલ કુસંબી રંગના કપડાં પહેરવાં, સોનું રેશમ પહેરવું, બચ્ચાંને અફીણ વિગેરે ખવાડવું, કોઇ બીમારીમાં વાઘનું દુધ કે ગોશ્ત ખવાડવું કે પીવાડવું. એ સિવાય બીજી ઘણી બાબતો છે આ નમુના રૂપ બયાન કરી દીધું છે.

## કેટલાક મોટા ગુનાહો જે પર સખત અઝાબ છે.

ખુદાથી શિર્ક કરવું એટલે ખુદાની ઝાત કે તેની સીફતોમાં કોઇને શરીક માનવું, નાહક ખૂન કરવું, ચાહે ધારવાલી ચીઝથી કે ઝેહરીલી વસ્તુથી કે તાવીજ ગંડાથી કે જાદુ વિગેરેથી હોય, માંબાપને સતાવવુ, ઝિનાખોરી કરવી, યતીમોનું માલ ખાવું, બીજા મુસલમાન કે કાફિરનું નાહક માલ પચાવી લેવું, છોકરીઓને વારસો ના આપવો, કોઇ પર કોઇપણ તોહમત મુકવી. જુટી ગવાહી આપવી. ઝુલ્મ કરવું, ગીબત કરવું સાંભળવું, ખુદાની રેહમતથી ના ઉમેદ થવું, વાયદા ખેલાફી કરવી, અમાનતમાં ખેયાનત કરવું, ખુદાનો કોઇ ફરઝ નમાઝ, રોઝા ઝકાત હજ વિ અદા ન કરવું, કોઇ વાજીબ કુરબાની વિ. અદા ન કરવું, કુરઆન શરીફ પઢીને ભૂલી જવું, જુટ બોલવું; જુટી સોગંદ ખાવી, આવી સોગંદ ખાવી કે મરતા વખતે કલમો નસીબ ન થાય, અથવા ઇમાન પર ખાતેમો ન થાય, ખુદા સિવાય બીજાને સિજદો કરવો, વગર ઉજરે નમાઝ ન પઢવી, કોઇ મુસલમાનને કાફિર, બેઇમાન યા ખુદાની માર ખુદાની લાનત ખુદાનો દુશ્મન કહેવું, કોઇનો ગીલો શિકવો કરવો, ચોરી કરવી, બ્યાજ લેવું અનાજની મોંઘવારીથી ખુશ થવું, ચીઝનો ભાવ કીમત નકકી કર્યા

બાદ મુકવવી વખતે બાજુ

લેવી, ઓરતોને બેપરદા ફરવું,

મરદોને ડુંટીથી ગુઠણ સુધીમાં કપણ ભાગ ખુલ્લા રાખવો, મરદોને રેશમ સોનું પહેરવું, દાઢી મુંડાવવી કે કતરાવવી, ઓરતોને બાલ કટાવવા કે મુંડાવવા. ગેર મરદો, ઓરતોને તાકી તાકીને જોવું, ઝવો ખેલવો. (દરેક એવી રમત જેમાં હારજીત થતી હોય તે જુવામા દાખલ છે. રેશ, સટ્ટા મીન્ડી પત્તાં વિ ) કાફિરોના રિવાજ પસંદ કરવાં, ખાવાને બુરૂં કહેવું, દારૂ વિગેરે હરામ ચીઝો વાપરવી અને તેમાં દરેક જાતની મદદ કરવી, કે તેને ઉત્તેજન આપવું, રાગ ગાયન દરેક જાતનાં વાજા ગાજા વગાડવાં, સાંભળવું, ગુનાહના કામો જોઈ નસીહત કરવાની શકતી હોવા છતાં નસીહત ન કરવું, ફેશનથી મસ ખરાપણ કરવું કોઇની બે ઇજ્જતી કરવી, કોઇમાં એબ ધુડવું, ઘુંટી થી નીચે સુધી કોઇપણ કપડું પહેરવું.

તેમ નાટક સીનેમા સીરવલ વિગેરે તમાશા જોવા તેમા પૈસા ખર્ચ કરવા, કોઇ મખલુકને ઇજા પહોચાડવી, કોઈનું નુકસાન કરવુ, ઠઠ્ઠા મશકરી કરવી, શરારત કરવી, તકબ્બુર કરવું, વિગેરે બીજા ઘણા ગુનાહના કામો છે.

**નેકીના કામો:**— કલેમા પછી નમાઝ રોઝા, ઝકાત વિ. ફરજો વાજીબો અદા કરવા, મસજીદ મદ્રસો જારી કરવુ અને તે સંબધી જરૂરી વસ્તુથી મદદ કરવી, સાચું બોલવું, હયા શરમ કરવી, હરામથી બચવું, ગરીબોની દરેક જાતની મદદ કરવી, એક બીજાની મુસીબતમાં હમદર્દી અને મદદ કરવી, દરેક કામ જે ખુદા રસુલના હુકમ મુજબ હોય અને તેથી ખુદા અને રસુલ રાઝી થાય તે, માબાપ ઉસ્તાદો બુઝુર્ગોનો અદબ કરવો, મખલુક સાથે સારો સુલુક કરવો, રસ્તામાંથી તકલીફ દેતી ચીઝ હટાવવું, કોઇને પણ ઈજા ન પહોંચાડવી વિ.

ખુદા પાક મુસલમાનોને અમલની તોફીક

આપે આમીન. વસલ્લામ.